# મરણભય.

(લેખકઃ—**મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.**)

સ્વરાજની ઘણી વ્યાખ્યાઓ હું એકઠી કરી રહ્યો છું તેમાં એક એ પણ આવે છે કે સ્વરાજ્ય એટલે મરણભયનો ત્યાગ. જે પ્રજા મરણના ભયથી અકળાય તેનાથી સ્વરાજ ન મેળવી શકાય, ન રાખી શકાય. અંગ્રેજો મરણને ખીસામાં રાખીને ફરે છે; આરબો પઠાણો મરણને સામાન્ય વ્યાધિના જેમ ગણે છે; સગાંનું મરણ થાય ત્યારે રોતા કકળતા નથી. બોઅર સ્ત્રીઓ મરણભયને જાણતી જ ન હતી. બોઅર લડાઈ વેળાયે હજારો જુવાન બોઅર સ્ત્રીઓ વિધવા થઈ. તેની તેમણે દરકાર ન કરી. ભલે મારો ધણી કે પુત્ર મુઓ પણ મારા દેશની આબરૂ તો રહી, અને જો દેશ ગુલામ બને તો ધણીનું શું કરવું હતું? ગુલામ છોકરાને ઉછેરવા કરતાં તેના શબને દાટવું ને તેના આત્માનું સ્મરણ કરવું એ જ બસ છે. આમ પોતાના મનને સંતાપીને અસંખ્ય બોઅર ઓરતોયે ધીરજ રાખી પોતાનાં વહાલાંને જતાં કર્યાં.

આ બધા મારે છે ને મરે છે. પણ જેઓ મારતા નથી ને મરે છે, તેમનું શું? તેવાને તો જગત્ પૂજે છે. તેવાથી દેશ આબાદ થાય છે. અંગ્રેજ અને જર્મન બન્ને ઝઝુમ્યા; બન્નેએ માર માર્યો ને માર ખાધો. પરિણામ એ આવ્યું છે કે વેર વધ્યાં છે, અશાંતિ વધી છે ને અત્યારે યુરોપની સ્થિતિ દયામણી થઈ પડી છે. પાખંડ વધ્યો છે ને એક બીજાને છેતરવાની પેરવી થઈ રહી છે. પણ જે મરણભયને આપણે છોડવા મથી રહ્યા છીએ એ તો શુદ્ધ યજ્ઞ છે અને તેથી આપણે થોડાજ સમયમાં મોટી જીત મેળવવાની આશા રાખીએ છીયે.

ક-:૧૨૧

# જાગૃતિ.

## સારે જહાંસે અચ્છા હિન્દુસ્તાં હમારા.

સારે જહાંસે અચ્છા હિન્દુસ્તાં હમારા,
હમ બુલબુલેં હંય ઉસ્કી વોહ ગુલસિતાં હમારા.
ગુરબતમેં હો અગર હમ રહેતા હય દિલ વતનમેં,
સમઝો વહીં હમેભી દિલ હો જહાં હમારા.
પરબત વોહ સબસે ઉંચા હમસાયહ આસમાંકા,
વોહ સન્તરી હમારા વોહ પાસબાં હમારા.
ગોદીમેં ખેલતી હંય ઉસ્કી હઝારોં નદીયાં,
ગુલ્શન હય જીન્કે દમસે રશ્કે જીનાં હમારા.
અય આબે રૂદે ગંગા ! વોહ દિન હય યાદ તુઝકો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા.
મઝહબ નહિ સિખાતા, આપસમેં બેર રખના,
હિન્દી હંય હમ વતન હય હિદુસ્તાં હમારા.
યુનાનો મિસરો રૂમા સબ મિટ ગએ જહાંસે,
અબ તક મગર હય બાકી નામો નિશાં હમારા.
કુછ બાત હય કે હસ્તી મિટતી નહિ હમારી,
સદયોં રહા હય દુશ્મન દવરે ઝમાં હમારા.

ઇકબાલ કોઇ મહેરમ અપના નહિ જહાંમેં,
માલુમ કયા કિસીકો દર્દે નેહાં હમારા.

—ઇકબાલ.

---

## માતૃભૂમિને ચરણે.

ઐ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં—ટેક.

માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જીવ્હા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં—ઐ૦

જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જેસે,
ઉસ તેરી ધૂલિકો મેં, નિજ શીષ પે ચઢાઉં—ઐ૦

થાની સમુદ્ર જિસકી, ધૂલિકા પાન કરકે,
કરતા હે માન તેરે ઉસ પૈરકો મનાઉં—ઐ૦

વે દેશ માન વાલે, ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે, તુઝકો હી એક પાઉં—ઐ૦

સેવામાં તેરી સારે ભેદોંકો ભુલ જાઉં,
વહ પુણ્યનામ તેરા, પ્રતિદિન સુનુ સુનાઉં—ઐ૦

તેરે હી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર, બલિદાન મૈં ચઢાઉં—ઐ૦

—ઇન્દ્ર.

---

## ભારતી માતા.

વ્હાલી મા તું મારી રે, સ્તુતિ કરૂં ત્હારી રે,
જય જય મા ભારતી હોજી................ટેક.

કાયા બંધાણી તુંથી, તુંથી રક્ષાણી નિત્યે,
પળ પળ પ્રેમથી પોષાણી રે...............વ્હાલી૦

માયા આહીંની છોડી, હંસલો ઉડી જાતાં (૨)
અંતમાં તું મા સમાણી રે...............વ્હાલી૦

માસ દશ ભાર ઝીલી, જનનીએ કેંક પાયાં,
દૂધડીઆં હેતમાં ઝુલાવી રે... .............વ્હાલી૦

પેટ પડયાંને માડી, અંત સુધી તું ઝીલે (૨)
જીવન પાન કરાવી રે......................વ્હાલી૦

ચરણે આ શિપ મૂકી, શપથ લઉં ધર્મ શાખે,
નગણો થઇ કુખ નહિ લજાવું રે............વ્હાલી૦

શ્વાસ ઉચ્છ્વાસ ત્હારે, ચિંતને લેતાં લેતાં, (૨)
જીવન ટેકવીશ મારૂં રે......................વ્હાલી૦

—સ્વ. જીવાભાઈ અ૦ પટેલ.

---

## માડીની ઝુંપડી.

દુઃખીયાંનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણુ વગડાનો છાંયો રે, આંધળીઆની લાકડી.

કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલપર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય,

રઢિઆળી એ વાડી રે સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝુંપડી....દુઃખીયાં૦

ધર્મ, કર્મ, રસ કસ લુંટાયાં, ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું, ખેંચાયા તુજ ચીર;

લુંટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી:
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી....દુઃખીયાં૦

ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,

તેને સોડે ન્હાતી રે, માડી તારી ઝુંપડી;
પોષણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી....દુઃખીયાં૦

વન વિંટયાં સિંચાણે સઘળાં, અવશ પડયાં તું બાળ,
ઠામ ઠર્યાં ને હડધુત કરીને, રણવગડે દે માર;

અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળી છાંયે છાતી રે, માડી તારી ઝુંપડી....દુઃખીયાં૦

કણ કણ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ;
પણ સુખદુઃખનાં લ્હાણું લેવાં, ઠરતી તુજ પર આંખ.

અન્તે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પથ દાખવતી રે, માડી તારી ઝુંપડી....દુઃખીયાં૦

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિ વ્રત પાળી રે, શણગારીશું ઝુંપડી...દુઃખીયા•

સ્વ. જીવાભાઈ અ૦ પટેલ.

---

## રાષ્ટ્રીય જાગૃતિ.

નથી જાગ્યા ફરી સૂવા, સુણો દઈ ધ્યાન પરદેશી!
ઘણું ઉંઘ્યા ઘણું વેર્યા—નથી રહેવું હવે બેસી.
ઘણા ખાધા હમે ખત્તા-વધારે ના હવે ખાવા,
હમે જાગ્યા ફરીથી તે, નથી કૈં આમ સૂવાના.
બનીને અન્ધ સ્વાર્થેથી, ન લાંબે કૈં હમે જોયું,
કરી યુધ્ધો પરસ્પરને, બધુંયે હાય! હા! ખોયું.
હવે તો સંપથી રહેવું, હવે ના ભાઈથી લ્હડવું,
જગાવી દેશનું ચેતન, હવે તો એક છે બનવું.
હવે સમજ્યા "હમારૂં છે, હમારા હસ્તમાં ભાવિ,"
નથી સ્વાશ્રય વિના કોટી, હમારી ઉન્નતિ થાવી.
હમોને શીખવ્યા પાઠો, તમોએ દેશ સેવનના,
શકો ખાળી પ્રવાહો શું હવે રાષ્ટ્રીય ચેતનના?
ધરીશું "ધર્મ જ્યાં જય ત્યાં," મહા એ મંત્ર તો ચિત્તે,
કરીશું કામ કૈં એવાં, જગત જોઈ સહુ રહેશે.

હમારો ધર્મ્ય છે હેતુ–પ્રભુ મ્હારે જરૂર ધારી,
હમારા ભાવિમાં શ્રદ્ધા અને આશા અમોને છે.

—ચંદ્રશંકર ન. પંડયા.

---

## મહજ્જન પૂજન.

આવો અમારા દેશમાં, પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે.—આવો૦

જેણે ફકીરી આદરી, પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા એકલો પૂજાય છે—આવો૦

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે.—આવો૦

જેણે ગણ્યું આ જીવિત સરખું, તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ, એજ અહિં પૂજાય છે—આવો૦

જેને હજારો દુઃખ દેશની, અર્થ પુષ્પ સમાન તે,
એ પુષ્પના ભર ગુચ્છની મૃદુમાળમાં મ્હેંકાય છે—આવો૦

તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં હિન્દના દાદા તણું છે, આદર્યું પૂજન અમે—આવો૦

કુંકુમ ભર્યે પગલે પધારી, આંગણું પાવન કરી,
અમ ગરીબ જનના હૃદયને અભરે ભરો અમી ધારથી—આવો૦

—મગનભાઇ પટેલ.

# તમારી આત્મશ્રદ્ધા તો.

દિવાલો દુર્ગની ફાટે, તમારા કેદખાનાની,
તૂટે જંજીર લોખંડી, તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા, પહાડો યે ખસી જાશે,
બિયાબાં માર્ગ દઇ દેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયરજો, તમારા પત્થરો તરશે,
વિના નૌકા સફર થાશે, તમારી આત્મશ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો, ન વાયુ—યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો, તમારી આત્મશ્રદ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ, તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો, તમારી આત્મશ્રદ્ધા તો.
હજારો રોગની જવાળા, દવાના બુંદના વિના,
બુઝાશે, શાંતિ સિંચાશે, તમારી આત્મશ્રદ્ધા તો.
દિગંબર સાધુના ચરણે, સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના, તમારી આત્મશ્રદ્ધા તો.
જીગરની બાળ હઠથી તો, વિઠોબા દૂધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી, તમારી આત્મશ્રદ્ધા તો.
પ્રભુ પ્રહ્લાદને માટે, વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
મદોન્મત્ત સિંહને વ્યાઘ્રો, ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને, તમારી આત્મશ્રદ્ધા તો.
ઝરંતા ઝેર ભુજંગો, ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતીલો, તમારી આત્મશ્રદ્ધા તો.

ઉભી રહી હાથ બે જોડી, વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે, તમારી આત્મશ્રદ્ધા તો.

—કલ્યાણજી વી. મહેતા.

---

## રૂડો મારો રેંટીયો.

રૂડો મારો રેંટીયો, એ તો રણુજણુ રણુજણુ થાય. રૂડો મારો૦
એ તો બત્રીશ લક્ષણો, એના ગુણ ગુરૂજન ગાય;
જગત હસ્ત કલા તણા, રે જ્યાં દશ્ય અનેરાં થાય. રૂડો મારો૦
પ્રથમ પ્રભૂ જગદીશ છે, બીજો પ્રભૂ ખેડુત;
ત્રીજો મારો રેંટીયો, જેને હાથે જગત સુત. રૂડો મારો૦
એને સુતર તાંતણે, બાંધ્યા રવી ને સોમ;
એ વિભૂના વાદય મારે, ઉઠ નિત્ય અનાહત ઓમ. રૂડો મારો૦
ઇશની કારીગરીનું, એ પ્રથમ એંધાણ;
એ જીવન ધન્વન્તરી રે, એને હાથે હજારોના પ્રાણ. રૂડો મારો૦

—હંસ.

---

## અમીરી આભૂષણ.

પરમ સૌન્દર્યવાળી છે, અમારા દેશની ખાદી;
અમારા દેશ ભારતની, વસી એમાંય આબાદી.
સ્વહસ્તે રેંટીએ કાંતી, સ્વહસ્તે વણી ખાદી;
પહેરો વાસી ભારતના, વસી એમાંય આબાદી.

વિદેશી વસ્ત્રને ધારી, કરી છે છેક બરબાદી;
બનીને અંધ ફેશનમાં, ગુમાવી હાથથી ખાદી.
હવે તો અંધતા ટાળી, ભલું કંઈ દેશનું ભાળી,
ધરો નિજ દેશની ખાદી, કરી મનથી અતિ વ્હાલી.
શ્રીમંતો ને ગરીબો સહુ, વકીલો ને અસીલો સહુ,
મુસલમીન પારસી હિન્દુ, પહેરો ભાવથી ખાદી.
તમે નર નારીઓ સર્વે, સહુ આબાલ વૃદ્ધ નિત્યે;
બધાએ હિન્દના વાસી, પહેરો ભાવથી ખાદી.
મંદિરો ને મસીદોમાં, વિવાહ તેમજ વધાઇમાં,
નાટક કે સીનેમામાં, સદાયે વાપરો ખાદી.

**દોહરો**

ખાદી અમારા દેશની, છે ઉત્તમ શણગાર;
ખાદી એજ ખરેખરૂં, સ્વરાજ્યનું છે દ્વાર.
સમજો સમજો બન્ધુઓ, સૌ ભારત નર નાર;
ખાદી પહેરો ભાવથી, વેલ–હૃદય ઉદ્દગાર.

—વેલજી હે. શાહ.

---

## હિન્દુ મુસલીમ એકતા.

અમે સંતાન ભારતના, તમે સંતાન ભારતના,
અમે બંધુ તમારા તો, તમે બન્ધુ કહો કોના!
અમારો ચાહ તમ પર છે, તમારો ચાહ અમ પર છે,
તમારા ને અમારામાં, પછી જુદાઈ શાની છે!

અમારા રામ છે સાચ્ચા, રહેમાન આપના સાચ્ચા,
ધરમ બન્નેયનો સાચ્ચો, પછી કંકાશ કાં કરવો ?
તમે અમ લાગણી ભાળી, દીધો છે ગાય વધ ત્યાગી,
ખિલાફતમાં મદદ કરીએ, અમે નિજ ફર્જને જાણી;
નથી આ શર્તની વાતો, રહી છે ફર્જ આમાં તો,
શરતથી ઐક્યનો પાયો, નથી મજબુત થાવાનો.
કહે ગાંધીજી પોકારી, શરતની વાત દો છોડી,
પરસ્પર બન્ધુતા રાખી, હૃદયનો તાર દો જોડી.
હવા ને પાણી ભારતનાં, થકી મ્હોટાં થયાં છો તો,
કરી દિલ ઐક્ય સઘળાઓ, પરસ્પર સાહ્ય કરતા રો'.
તજી ભય એક બીજાનો, ગ્રહી લ્યો હસ્ત એકીનો,
વિજય ઝટ થાય ભારતનો વસે જો પ્રેમ અંતરનો.

**દોહરો.**

ઝીણા સુતર-તાંતણા, અધિક મળી સંઘાથ,
મજબુત થાયે દોરડો, તુટે નવ તે હાથ.
રહીએ આપણ સંપથી, કરીએ સઘળાં કામ,
વેલ—વાંચ્છિત તો ફળે, હૈયે ધારો હામ.

**વેલજી દે. શાહ.**

---

## ધન્ય ભૂમિ.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્ય લેખ કંઈ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ, સાભ્રમતી જલતીર વસે—ધન્ય૦

રસકસ ત્હારો ફરી બતાવા દેવલોક અહીં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા, ભારત દેશ જગાવ્યો છે—ધન્ય૦

દિવ્ય તેજ **એ** દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરીએ **પ્રભા** અનેરી, દિલ જ્યોત જગાવે છે—ધન્ય૦
ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી, ધન્ય ભાગ્ય એ નન્દનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા, જ્યાં પ્રકટે પ્રભુતાનાં જન—ધન્ય૦
**મોહન** તારૂં નામ મીઠ્ઠું રગરગ ચેતન લાવે છે,
સેવામાં હો સન્ત **ગાંધીજી** દર્શનથી મન ભાવે છે—ધન્ય૦
કાશીથી કે **મથુરાથી** આજે **રાજનગર** કંઈ ઓર દીસે,
સાબ્રમતી જલ લોટી લોટી ગંગા યમુના આવી વસે—ધન્ય૦
અભિવંદન એ રાજનગરને, **અભિનંદન** એ સરિતા તીર,
પ્રજાવર્ગને છે અભિનંદન, જ્યાં રમતા પયગમ્બર વીર—ધન્ય૦

—ગોકુળદાસ રાયચુરા

---

## મનમોહન બલિહાર ગાંધીજી!

મનમોહન બલિહાર ગાંધીજી! શૂર સૈન્ય સરદાર ગાંધીજી!
નૂતન યુગ ઘડનાર ગાંધીજી! દૈવી તેજ ચમકાર ગાંધીજી!
ગુર્જરી કુંજે ગાજે ગાંધી! નંદનવન વન વાજે ગાંધી!
રાજ બને વિણુ તાજે ગાંધી! દિલ દિલ સર્વ નવાજે ગાંધી!
જગત માત્રનું નૂર ગાંધીજી! જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી!
ભારતબંસી સૂર ગાંધીજી! દિલ દરિયે ભરપૂર ગાંધીજી!
ગાય ગોપ ગોપાલક ગાંધી! સત્યાગ્રહ સંચાલક ગાંધી!
હિન્દ જનોના તારક ગાંધી! જગત સર્વ ઉદ્ધારક ગાંધી!
ખાદી પ્રભુતા તોલ ગાંધીજી! આભૂષણુ અણુમોલ ગાંધીજી!
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી! રાષ્ટ્ર ચેતનના બોલ ગાંધીજી!

જ્ઞાન માર્ગમાં બ્રાહ્મણ ગાંધી ! રણ શુરવીર રણાંગણ ગાંધી !
વૈશ્ય કુળનું ભૂષણ ગાંધી ! શોભાવે સેવક ગણ ગાંધી !
સાધુ જીવન સુલ્હાણ ગાંધીજી ! સત્ય વચનની ખાણ ગાંધીજી !
રાષ્ટ્ર પ્રકાશી ભાણ ગાંધીજી ! ભારત જીવન પ્રાણ ગાંધીજી !

—ગોકુળદાસ રાયચુરા.

---

## હવે તો જાવ કંઇ ચેતી.

અરે ઓ વાસી ભારતના, દશા તો આપણી શી આ ?
નિહાળો આજ કંઈ શાણા, હવે તો જાવ કંઈ ચેતી.
પરાધીન આપણે આજે, હુન્નર ના એક પણ હાથે,
ચુસાયા સર્વ તો વાતે, હજુ પણ જાવ કંઇ ચેતી.
બધો વેપાર પર હાથે, પુરી પરતંત્રતા તો એ,
ખરે ! સ્વતંત્ર થાવાને, હવે તો જાવ કંઇ ચેતી.
બધી આલસ્યને ત્યાગી, સતત ઉદ્યોગમાં લાગી,
ઉભા નિજ પાય પર થાવા હવે તો જાવ કંઈ ચેતી.
ભલાં ઓ હિન્દ માતાઓ, હુન્નર તમ હાથ લ્યો પાછો,
તમારાં બાળકો ઢાંકો, હવે તો જાવ કંઈ ચેતી.
વિદેશી વસ્ત્રને ત્યાગો, નકલ પરદેશીની ત્યાગો,
સ્વદેશી ભાવથી ભાળો, હવે તો જાવ કંઇ ચેતી.
નથી આ વકત રોવાનો, સમય ના બેસી જોવાનો,
સમય આ કાર્ય કરવાનો, હવે તો જાવ કંઇ ચેતી.
શ્રીમંતો મોજને ત્યાગો, જીવન સાદું હવે માંગો,
ભલું નિજ દેશનું ચાહો, હવે તો જાવ કંઇ ચેતી.

મદદ આપો તમે ભાવે, તમારા દેશને માટે,
રહો નિજ સ્વાર્થ પણ સાથે, હવે તો જાવ કંઇ ચેતી.
મુસલમીન, પારસી, હિન્દુ, કરો દિલ એકતા બન્ધુ,
પરસ્પર સાહ્ય કરવાને, હવે તો જાવ કંઇ ચેતી.
સૂણી સંદેશ ગાંધીનો, સદાએ ખાદી વાપરજો,
હમેશાં શાંત જાળવજો, હવે તો જાવ કંઇ ચેતી.

(દોહરા)

અનેક ભકતો દેશના, જેલ ગયા છે આજ;
ગાંધીજી પણ આખરે, ચાલ્યા તે સંઘાથ.
ફરજ આપણી આપણે, જો વીસરીએ આજ;
વાતોમાં દિન ગાળીએ, સરે ન એક કાજ,

વેલજી દે. શાહ

---

## જેલમાં છતાં છુટો.

પૂરાણી દેવભૂમિ આ, હવે સહુને જગાડે છે,
અમોલા આત્મશુદ્ધિના, મહામંત્રો પઢાવે છે.
જગત તરસ્યું બધું આજે, પ્રભુ પયગામને લેવા,
ઉઘાડી આંખ આશે, મથે સહુ હિન્દમાં જોવા.
સહુ દેશે સહુ ખંડે, વિરલ એ નામની શક્તિ,
અજબ એ ગાંધી ભારતના, કરે જેની સહુ ભકિત.
થયો અવતાર જ્યાં સાચો, અહિંસા જે શિખાડે છે,
જપાવી સત્યના જાપો, જહાં સારી જગાડે છે.

કરોડો દેવનો આત્મા, વસ્યો આ સંત દિલ મંદિર,
ખરે એ નિત્ય છુટો છે, ભલે નાંખે બહુ જંજીર.
ભલેને જેલમાં પુરો, છતાં સહુને નમાવે છે!
દિવાલો દુર્ગની ભેદી, બધે પ્રભુતા જમાવે છે.

—ગોકુળદાસરાયચુરા.

## મારી માતૃભૂમિ.

છે શું કોઇ માનવી જીવનો અચેત એવો,
જેને નથી જાગીઆ કદીએ મનમાં ભાવો—
જેણે કદી અંતરે એહવું કહ્યું નથી કે
આ મારી ખુદ-મારી આ માતૃભૂમિ છે?
ભમી ભમી પરભોમ કિનારે પ્રવાસી જ્યારે
નિજ પગલાં નિજ ભોમ તણી તે વળતી વાળે
જરા કદીએ ઘેર જતાં એ અમુલખ અવસર,
છે શું કોઇ એહવાં દાઝયું નવ જેનું અંતર?
જો એવો કો હોય, જાવ ને નિરખો ત્હેને,
કદીય એવા કાજ બિરદ કવિનાં નહિ ગાજે.
હો મોટા ઇલ્કાબ, નામ હો મહાન એનું,
પરિપુરણ કામના, ભલે હો અઢળક નાણું.
એ ઇલકાબો છતાં, છતાં સત્તાને પૈસો,
એ પામર નીચ જન્તુ જગત્ અંધુ નિજમાં જોતો.
આ જીવતર માંહી તો સુકીર્તિ સઘળી ખોશે,
પડી મૃત્યુ મુખ, નામ નિશાન સમેતજ જાશે.
જે માટીનો હતો, તેજ હીણી માટીમાં,
વણ કીર્તિ, વણ શોક ગવાયા વિના ગીતોમાં.

રા૰ હરિલાલ ધ્રુવ.

—— ——

# કર્તવ્યમાં મૂકવા લાયક વચનામૃતો

## વિષે વિવિધ અભિપ્રાયો.



ઉપરોક્ત નામનું એક નાનકડું ચોપાનીયું (પુસ્તક) અમને મળ્યું છે. તેમાં વિદ્વાન લેખકો, વીચારકો અને મહાન પુરૂષોએ પુસ્તકો, ભાષણો કે નાટકો દ્વારા કહાડેલા ઉદ્‌ગારોનો સંગ્રહ છે. આદર્શ જીવન ઘડવા માટે કેટલીક વખતે એવા ઉદ્‌ગારો બહુ મદદગાર થઈ પડે છે. વચનામૃતો ફક્ત વાંચી જવાથીજ નહીં પણ તેને અનુસરવાથીજ એ પ્રમાણે થઇ શકે.

ધર્મ ત્યાગ, નીતિ, વિગેરે વિષયો પર લખાયલા, અભ્યાસકોના દલદાર પુસ્તકો વાંચી જવાની જેઓને ફુરસદ ન હોય અગર જેઓ એ સમજી શકે તેમ ન હોય, તેવા સામાન્ય વર્ગને આવા સંગ્રહથી ઉન્નત, જીવનની સહેલી ચાવી મળી શકે. જો કે આમ કહેવામાં એવો હેતુ નથી કે વિદ્વાનોને એ ગમે નહીં. ટુંકમાં આવાં ચોપાનીઆંઓ લોક સમુહોમાં વહેંચવાથી તેઓને બહુ લાભ થવાનો સંભવ છે.

(પ્રજામિત્ર, ૧૬-૧૧-૧૯૨૧)

---

જૈન મુનિ મહારાજે, મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ, ચારિત્ર સુધારણા, પ્રભુમય જીવન, સંસારમાં સ્વર્ગ, સાહિત્ય રત્ન વગેરે વગેરે પુસ્તકોમાંથી બોધદાયક વચનોનો પોતાના વિદ્યાર્થી જીવનમાંથીજ કરેલો સંગ્રહ એક નાના પુસ્તક દ્વારા સંગ્રહકર્ત્તાએ બહાર પાડયો છે. જુદા જુદા પુસ્તકોમાંથી આવા વચનામૃતો

શોધવા જતાં સમય અને શક્તિનો વ્યય થાય તે આવા પુસ્તકોથી બચી જવાય છે. પ્રકટકર્ત્તાનો પ્રયાસ વખાણવા જોગ છે.

( સમાજ જીવન, નવેમ્બર ૧૯૨૧. )

---

સન્માર્ગે દોરે અને જીવનને ઉન્નત અને સુખી બનાવે એવાં નીતિપોષક વચનો અને વાકયોનો સંગ્રહ બહાર પાડી રા. વેલજી દેવરાજ શાહે સુંદર કાર્ય કર્યું છે. તેમાંનાં કેટલાંક વચનો ઘરમાં ભીંતપર લગાવી રાખવાં જેવાં છે.

( બુદ્ધિ પ્રકાશ. ફેબ્રુઆરી ૧૯૨૨ )

---

જુદે જુદે ઠેકાણેથી પ્રમાણભૂત બોધ વચનો ઉતારી લઇ એક ઠેકાણે સંઘરીને ગુજરાતના વિદ્યાર્થીઓને તેમજ વિચારકોને રા. શાહે જોઇતો ખોરાક પૂરો પાડયો છે.

( સાહિત્ય એપ્રીલ ૧૯૨૨.)

---

નિરનિરાળા ગુજરાતી પુસ્તકોમાંથી તારવી કાઢેલા કેટલાક સામાન્ય સૂત્રોનો આ એક સંગ્રહ છે, અવકાશ વખતે; બીજું કોઇ રસિક વાંચન ન હોય ત્યારે, આ પુસ્તક વાંચવું ગમે ખરૂં.

છ આનાની છાપવામાં આવેલી કિંમતને વળગી ન રહેતાં જો આત્માર્થીઓને ભેટ રૂપ મળતું હોય તોજ તેનો બહોળો પ્રચાર થઇ શકે.

(અઠવાડીક—સૌરાષ્ટ્ર, તા૦ ૪ માર્ચ, ૧૯૨૨.)

---

બાબુ પી. પી. જૈન હાઇસ્કુલના વાઇસ પ્રિન્સીપાલ,

## રા. રા. શાસ્ત્રી રાજારામ રામશંકરનો અભિપ્રાય.

તમારૂં નાનું પણ ઉપયોગી પુસ્તક 'કર્તવ્યમાં મૂકવા લાયક વચનામૃતો' નામનું મને મળ્યું છે અને તે વાંચતાં તેમાં એકત્ર કરેલાં સુવાક્યો અવશ્યતઃ યુવાવસ્થા સુધી પહોંચેલાં બાળકોને બહુ લક્ષમાં રાખવા યોગ્ય હોઇ લાભપ્રદ છે.

તમારો આ પ્રથમ પ્રયાસ હોવાથી કોઇ કોઇ સ્થળે જરાતરા સુધારી લેવા જેવું જણાયું છે, છતાં એમાં કાંઇ પણ સામાન્ય જન સમાજને દોષ દેખાય એવું છેજ નહીં. સદ્‌ભાગ્યે બીજી આવૃત્તિ થવા સમય આવે ત્યારે મને જણાવશો તો તે નહીં જેવી અપૂર્ણતા સંપૂર્ણ કરીશ.

તમારા પ્રયાસને માટે હું ખાસ અભિનન્દન આપું છું અને અવકાશનો સમય આવાં કાર્યોમાં રોકવાથી તમને તેમજ સામાન્ય પ્રજાવર્ગને લાભજ છે.

---

બાબુ પી. પી. જૈન હાઇસ્કૂલના ધાર્મિક શિક્ષક,

## રા. રા. માવજી દામજી શાહનો અભિપ્રાય.

નામ પ્રમાણે ગુણો ધરાવતું આ પુસ્તક મનન કરવા યોગ્ય હોવા સાથે કર્તવ્યમાં મૂકવા યોગ્ય છે. તેમાં તો બેમત હોવા સંભવેજ નહિ. ઉછરતા અભ્યાસી રા. વેલજી દેવરાજ શાહનો ઉક્ત વચનામૃતોનો સંગ્રહ કરી પ્રકટ કરવાનો આ પ્રયાસ સ્તુત્યજ લેખાશે."

---

કે. એન. પ્રીન્ટર પ્રેસ, પરેલ રોડ—મુંબઇ.

# અમૂલ્ય તકનો લાભ લ્યો.

## દરેક સ્ત્રી પુરૂષ અને બાળક સર્વેનો સાચો સલાહકારક મિત્ર.

અનીતિએ જતાને નીતિએ દોરનાર, દુઃખીને દિલાસો આપનાર, નાહિમ્મતને હિમ્મત આપનાર, અહિંસા, સ્વદેશી અને સત્યધર્મનો બોધ આપનાર આ નાનકડું પુસ્તક—**કર્તવ્યમાં મૂકવા લાયક વચનામૃતો** પ્રત્યેક ઘરમાં હોવું જોઇએ.

દરેક પ્રસંગે ભેટ આપવા લાયક—લાણી કરવા લાયક:—આ પુસ્તક માટે જુદા જુદા પત્રકારો અને વિદ્વાનોના અભિપ્રાય મળ્યા છે, જેવા કે **પ્રજામિત્ર, સમાજ જીવન,** સૌરાષ્ટ્ર બુદ્ધિપ્રકાશ, સાહિત્ય, વગેરે.

આ પુસ્તકમાં મહા પુરૂષોના વચનામૃતો છે. ઘણા પુસ્તકોનો સાર આ નાના પુસ્તકમાં સમાઇ જાય છે. ફકત સાડાપાંચ આનાની ટીકીટ બીડી નમુનો મંગાવો.

### મનન કરવા લાયક પુસ્તકો-પત્રિકા વિગેરે.

| | | | | |
|---|---|---|---|---|
| કર્તવ્યમાં મૂકવા લાયક વચનામૃતો. | કિં. | ૦-૫-૦ | ૧૦૦ ના | રૂ. ૨૫] |
| વેલ તરંગ પ્રસાદી ... ... | ,, | ૦-૧-૦ | ૧૦૦ ના | રૂ. ૫] |
| જાગૃતિ [illegible] ... | ,, | ૦-૧-૬ | ૧૦૦ ના | રૂ. ૬] |
| અમારી આભૂષણ પત્રિકા | ,, | ૦-૦-૩ | ૧૦૦ ના | રૂ. ૧] |
| મહાત્મા ગાંધીજીનો સંદેશ ,, | ,, | ૦-૦-૩ | ૧૦૦ ના | રૂ. ૧] |
| હિંદુ-મુસ્લીમ એકતા ,, | ,, | ૦-૦-૬ | ૧૦૦ ના | રૂ. ૨] |

—જોઇએ છે-પ્રમાણિક ફેરીઆ— પોસ્ટેજ જુદું.

લખો યા મળો:—**વેલજી દેવરાજ શાહ.**

ઠે. રેશમવાળા જગજીવન હેમચંદ ન્યુ ચીચબંદર—મુંબઇ નં. ૯

જ્યારે આપણને સ્વરાજ મળશે ત્યારે આપણામાંના ઘણુંયે મરણભય છોડયો જ હશે, અથવા તો સ્વરાજ નહિ મળ્યું હોય. હજુ તો જુવાન છોકરાઓ જ ઘણેભાગે મર્યા છે. અલીગઢમાં જેઓ મર્યા તે બધા એકવીસ વર્ષની અંદરના હતા. તેઓને કોઈ જાણતું ન હતું. જો સરકારને હજુ ગોળીબાર કરવા જ હોય તો હું જરૂર પહેલી પંક્તિના કોઈ માણસના ભોગની આશા રાખી બેઠો જ છું.

બાળક જુવાન કે બુઢ્ઢા મરે તેથી આપણે શાને ભયભીત થઈયે ? એક ક્ષણ એવી નથી કે જ્યારે જગતમાં કયાંએ જન્મ અને મરણ થઈ રહ્યાં નથી. જન્મથી રાજી થવું ને મરણથી ડરવું એમાં ભારે મૂર્ખતા છે એમ આપણને લાગવું જ જોઇએ. જેઓ આત્મવાદી છે—અને આપણામાંનો કોણ હિંદુ મુસલમાન પારસી આત્માના અસ્તિત્વને માનતો નથી ?—તે તો જાણે છે કે આત્મા મરતો નથી. એટલું જ નહિ પણ જેઓ જીવે છે તે ને મૂઆ છે તે બધા જીવો એક જ છે, તેના ગુણો એક છે, તો પછી જગતનો ઉત્પત્તિ-લય દરેક ક્ષણે થયાં જ કરે છે તેમાં આપણે ખુશી થવાનું શું ને દુઃખી થવાનું યે શું ? દેશ લગી આપણી ભાવના જાય ને દેશમાં જન્મ થાય તે બધા આપણે ત્યાં થયા માનીયે તો કેટલા જન્મ ઉજવીયે ? દેશમાં મરણ થાય તેને સારૂ રૂદન કરીયે તો આપણી આંખો ભીની જ રહે. આમ વિચારી આપણે મરણભય છોડવો જ જોઇએ.

* * *

અને જે મરણનો ભય છોડશે તેને જેલનો ભય તો હોય જ શાને ? વાંચનાર વિચારી જોશે તો તેને માલમ પડશે કે આપણને જે કંઈ ઢીલ સ્વરાજ્ય લેતાં થાય છે તેનું કારણ કેવળ મરણ અને તેનાથી ઉતરતાં દુઃખો સહન કરવાની શક્તિનો આપણામાં અભાવ જ છે.

જેમ વધારેમાં વધારે નિર્દોષ માણસો જાણીજોઈને મરણની ભેટ કરવા તૈયાર થશે, તેમ બીજા બચી જવાના; ને ઓછામાં ઓછું દુઃખ થવાનું. ખુશીથી સહન કરેલું દુઃખ, દુઃખ મટી સુખ થાય છે. જે દુઃખથી ભાગે છે તે રીબાય છે ને દુઃખ આવ્યે અધમૂઓ થઈ જાય છે. જે આનંદપૂર્વક દુઃખની ભેટ કરવા નીકળે છે તેને પ્રથમનું દુઃખના ખ્યાલથી જ નીપજતું દુઃખ તો હોય જ શાનું? ને તેનો આનંદ એ ક્લોરોફોર્મની ગરજ સારે છે.

**આપણે સ્વરાજ જલદીથી મેળવવું હોય તો મરણનો વિચાર પણ કરી લેવો જોઈએ.** પહેલેથી તૈયારી કરનાર બાજી જીતે. અકસ્માત તરીકે આવી બને કે તેમ ભલે આપણને [illegible] એવી તૈયારી કે એમ મારી દૃઢ માન્યતા છે. [illegible] એટલે આપણી તૈયારી કરવા પણ સરકારને [illegible] નહિ રહે એમ હું માનું છું.

છતાં આપણે જેલમાં ન જઈએ [illegible] એમ પણ જરૂરનું છે. અમલદારો આંખો છે ને પહેરે છે. તે પોતાની નજીકના [illegible] જોઈ શકતા નથી; પોતાના કાનમાં પડતા ભણકારા સાંભળી શકતા નથી. એટલે મદથી છકી રહેલી સરકાર શું નહિ કરે એ કહી ન શકાય. તેથી મને લાગે છે કે દરેક સત્યાગ્રહીએ મરણને, જેલને અને એવી ઉપાધિઓને મિત્ર તરીકે [illegible] લેવાની તૈયારી કરી રાખવી જોઈએ.

શુરવીર જેમ મરણની ભેટ હસતે મુખે કરે તેમ આપણે પણ રહેવું છે. શાંતિમય યુદ્ધમાં ગફલતને અવકાશ જ નથી. આપણે નીતિ વિરુદ્ધ ગુન્હો કરીને જેલમાં જવું નથી કે ફાંસીએ ચડવું નથી. આપણે તો સરકારના જુલમી કાયદાઓની સામે થતાં ફાંસીએ ચડવું છે.

(તા. ૧૪–૮–૨૧ ના 'નવજીવન' માંથી.)

મુદ્રક—જાદવજી પીતામ્બર ઠક્કર; નં. ૯૩, લેડી નાર્થકોટ હિન્દુ ઑર્ફનેજ
કે. એન. સેલર પ્રેસ, પરેલ રોડ–મુંબઈ નં. ૧૨.